# નગુણો રાજા

[જાતકકથા]

ખૂબ જૂના જમાનાની વાત છે. એક હતો રાજા. એને એક કુંવર હતો. નામ હતું પાપાત્મા. નામ એવા જ ગુણ. એના જેવો ખરાબ રાજકુમાર બીજો કોઇ શોધ્યો ન જડે.

કોઈની સાથે વાત કરે તો ગાળો દીધા વગર કે ઠપકો આપ્યા વગર તો ચાલે જ નહિ. ગાળ-ગાળી વગર બીજી વાત ન મળે. જોતજોતામાં ઉશ્કેરાઈ જાય. જેને તેને ધોલધાપટ કરી બેસે. રાજમહેલમાં ને પ્રજામાં રાજકુંવર પાપાત્મા આંખના કણાની માફક સૌને ખુંચતો હતો.

લોકો અંદર અંદર વાતો કરતા કે, આ છોકરો રાજકુંવર છે ત્યારે આટલો ત્રાસ આપે છે, ત્યારે રાજા થશે ત્યારે તો કેવો ય જૂલમ કરશે ?

એક વાર કુંવર નદીએ નહાવા ગયો હતો. એટલામાં ભયાનક વંટોળિયો ચડી આવ્યો. ચારે બાજુ ઘોર અંધારૂં થઇ રહ્યું. માણસ માણસને દેખી ન શકે એવી દશા થઇ ગઈ.

રાજકુંવરની સાથે નોકરો હતા તેમણે વિચાર કર્યોઃ કુંવરનું કાસળ કાઢવાનો આ સારો લાગ છે. એને બરાબર તરતાં આવડતું નથી. નદીમાં તાણ જબરી છે. ચાલો, આપણે જતા રહીએ. કુંવર તણાઇ જશે ને ડૂબી મરશે. આપણો ત્રાસ ઓછો થશે. કોઇને ખબર પણ નહિ પડે.

અંધારાનો લાભ લઈ નોકરો કિનારે આવ્યા.

કિનારે ઉભેલા ખીદમતદારો પૂછેઃ 'કુંવર ક્યાં?'

'અહીં નથી આવ્યા?' નોકરો બોલ્યા, 'વખતે અંધારામાં વહેલા વહેલા મહેલમાં ગયા હશે.'

બધા નોકરો મહેલમાં ગયા.

રાજા પૂછેઃ 'કુંવર ક્યાં?'

'મહારાજ! એ તો અમારા પહેલાં બહાર નીકળી ગયા, એટલે અમે જાણ્યું કે મહેલમાં આવ્યા

હશે. વંટોળિયા ને વરસાદના ભયંકર તોફાનમાં એક બીજાને જોઈ શકાય એવો વખત નહોતો.' નોકરોએ ખોટેખોટું અડાવ્યું.

રાજા એકદમ સંખ્યાબંધ માણસો ને બળતી મસાલો લઈ નદીએ ગયો. બંને કાંઠે સખત તપાસ કરી; પણ કુંવરનું નામ નિશાન જણાયું નહિ. નદીમાં પૂર આવ્યું હતું. પાણી ચડતું હતું. તાણ સખત હતી, એટલે નદીના પાણીમાં કુંવર ઘસડાઇ ગયો હશે એમ બધાની ખાતરી થઈ.

* * * *

પાણીની તાણ સખત હતી. વંટોળીયાના અંધારામાં રાજકુમાર નદીના પાણી સાથે તણાતો તણાતો આગળ જતો હતો. "બચાવો! બચાવો!" એમ કારમી ચીસો એ નાખતો હતો. પણ ત્યાં કોણ હતું કે એને બચાવે? તોફાનના ભયાનક સુસવાટામાં એનો અવાજ ડૂબી જતો હતો.

કુંવરને બરાબર તરતાં આવડતું નહોતું. એ થાકી ગયો હતો. ડૂબી જવાની અણીપર હતો. એટલામાં એક ઝાડનું થડિયું પાણીમાં તણાતું પાસેથી

પસાર થયું. રાજકુમાર એને વળગી પડયો. પાણીના વહેણમાં થડ સાથે રાજકુમાર તણાવા લાગ્યો.

વરસાદ ને વંટોળિયાનાં તોફાનને લીધે નદીકાંઠે એક સાપ રહેતો હતો, તેના દરમાં પાણી ભરાઇ ગયું. સાપ બહાર નીકળ્યો ત્યાં તો નદીના પૂરનાં પાણીમાં ઘેરાઈ ગયો ને તણાવા લાગ્યો. એની નજીક થઇને પેલું રાજકુમારવાળું થડિયું પસાર થયું એટલે એ પણ થડિયાને વળગી ગયો.

એ જ રીતે એક ઉંદર તણાતો હતો તે પણ પેલા રાજકુંવરવાળા થડિયાને વળગી ગયો. ઉંદર થડની એક બાજુ વળગ્યો હતો. વચમાં રાજકુંવર હતો. બીજે છેડે સાપ વળગ્યો હતો.

નદી કાંઠે એક સીમળાનું ઝાડ હતું. એમાં એક પોપટનો માળો હતો. વંટોળિયાને લીધે ઝાડ ઉખડીને પાણીમાં પડયું. બિચારા પોપટનો માળો ભાંગી ગયો, ને પાણીમાં તણાઇ ગયો. પોપટ પાંખો ફફડાવીને ઉડવા ગયો પણ વરસાદની ઝડી એવા જોરથી એને લાગી કે ઉડી ન શકયો. તમ્મર

ખાઈને પાણીમાં તૂટી પડયો. સખત ટાઢથી એનું શરીર અકડાઇ ગયું. એ બિચારો પાણીમાં તણાવા લાગ્યો.

એ પોપટને પણ પેલું રાજકુંવરવાળું જ લાકડું મળી ગયું. એ પણ એની ઉપર ચડી ગયો. હવે એ લાકડાના આધારે ચાર જણ આગળ ઘસડાવા લાગ્યાં.

નદીના વહેણમાં બધાં પૂરપાટ આગળ ઘસડાયાં જતાં હતાં, ત્યાં રસ્તામાં એક જગાએ નદી વાંક લેતી હતી ત્યાં આવી પહોંચ્યાં.

નજીકમાં જ એક ગરીબ માણસનું ઝુંપડું હતું. રાજકુમારની 'બચાવો ! બચાવો !' એવી ચીસો એણે સાંભળી. બહાર આવ્યો. લાકડું તણાતું જોયું. રાજકુમારની દુર્દશા જોઈ. એને દયા આવી. નદીમાં પડતું મૂકયું. લાકડા પાસે જઈ પહોંચ્યો. લાકડાને હતું એટલું બધું બળ કરી ધક્કો માર્યો. લાકડું કિનારે હડસેલી મૂકયું.



રાજકુંવરને સંભાળથી બચાવી લીધો. ટાઢથી ઠરી ગયેલા પોપટ, ઉંદર અને સાપને પણ બચાવી લીધા. બધાને પોતાની ઝુંપડીમાં લઈ ગયો.

વરસાદ તો આંધળિયાં કરીને તૂટી પડયો હતો. ચારે બાજુ પાણી–પાણી સિવાય કશું નજરે પડતું નહોતું. પવનના સુસવાટા એવા તો જોરથી વાતા હતા કે ટાઢથી દાંત કડ–કડ કડ–કડ થતા હતા.

ઝુંપડીમાં જઈ પેલા માણસે શગડીમાં બળતણ સળગાવ્યું. સાપ, ઉંદર અને પોપટને શગડીની નજીક મૂકયાં, કારણ એ બિચારાં માણસજાત કરતાં નબળાં હતાં. તેમનામાં માણસના જેટલી પાણી ને ઠંડીનો મારો સહન કરવાની શક્તિ નહોતી.



જેમ તેમ કરી એણે થોડું ખાવાનું તૈયાર કર્યું. પહેલાં જાનવરોને ખાવાનું આપ્યું, ને પછી રાજ-કુંવરને આપ્યું.

રાજકુંવરનુ નામ જ પાપાત્મા હતું. એનામાં લક્ષણ પણ પાપીયાનાં હતાં. એને બહુ ગુસ્સો ચડયો. આ કંગાલ માણુસ મારા જેવા રાજકુમારની તહેનાતમાં રહી મારો પડયો બોલ ઉંચકી લેવાને બદલે પોપટ ને ઉંદરડાની આગતા સ્વાગતા કરે છે! ઠીક છે, એને કોઈક દહાડો જોઇ લઈશ!

તોફાન શમી ગયું. નવો દહાડો ઉગ્યો. પોપટ, સાપ, ઉંદર, ને રાજકુમાર, બધાં સાજાંતાજાં થઈ ગયાં હતાં.

નાગ પેલા માણસના પગે પડ્યો. એને કહ્યું: 'બાપુ ! તમારી રજા લઉં છું. મારે માટે તમે બહુ મહેનત લીધી છે. મને જીવાડનાર તમે જ છો. તમારો ઉપકાર તો એટલો બધો છે કે એનો બદલો કદી વળે એમ નથી. છતાં મેં એક જગાએ ધનના ચરુ દાટેલા જોયા છે. તમારે જરૂર પડે ત્યારે મને મારા દર આગળ મળજો. તમને એ ચરુ બતાડીશ.'

એણે પોતાના દરની ચોક્કસ નિશાની આપી, અને વિદાય થયો.

પછી આવ્યો ઉંદરનો વારો. એણે પણ પોતાના દરની નિશાની આપી. એણે પણ એ માણસને દાટેલી સોનામહોરો બતાવવા વચન આપ્યું ને વિદાય થયો.

પછી પોપટ નમન કરીને બોલ્યો; 'બાપુ; મારી પાસે તો પૈસા નથી. હું તો પંખીની જાત. પણ

કોઇક વાર ભૂખે મરતા હો તો મારા માળા આગળ આવી મને બોલાવજો. મારા જાતભાઈઓની મદદ-વતી હું તમને ખેતરોમાંથી ઉંચામાં ઉંચી જાતની કમોદની ડાંગર લાવીને ખવડાવીશ.'

એમ કહી પોતાના માળાની નિશાની આપી, એ પણ વિદાય થયો.

હવે એકલો રાજકુમાર રહ્યો. એ તો એ ગરીબ માણસને ધિક્કારતો હતો. પણ આવા પશુપંખીઓએ પણ આટલી ઉદારતા બતાવી એટલે પોતાને પણ કાંઇ કહેવું તો જોઇએ ને?

એ કહે, 'હું આ બાજુના મુલકનો રાજકુમાર છું. મારૂં નામ પાપાત્મા. થોડા વખત પછી હું રાજા થઇશ. તમે મને મળજો. તમને ધનના ઢગલા આપીશ.'

પાપાત્મા પણ વિદાય થયો. એના પેટમાં તો મોટી પાળી હતી. એ નગુણો રાજકુંવર મનમાં બબડતો હતો કે એક વાર શહેરમાં આવે પછી એની વાત છે!

*   *   *

*   *

*   *   *

ઉપરની વાતને થોડાં વર્ષો વીતી ગયાં. પાપાત્માના બાપ મરી ગયા. પાપાત્મા ગાદીએ બેઠો. એના રાજા થવાની ખબર પેલા ગરીબ માણસને પણ પડી.

એ વાતને પણ વર્ષો વીતી ગયાં. એક વાર પેલા ગરીબ માણસે વિચાર કર્યો કે રાજકુમાર પાપાત્મા હવે તો રાજા બન્યો છે. વર્ષો અગાઉ એક વાર મેં એનો જીવ બચાવ્યો હતો. ચાલો, જોઈએ તો ખરા, કે એ શું આપે છે? રસ્તામાં પશુ પંખીઓનું પણ પારખું થશે.

રસ્તે ચાલતાં પહેલવહેલો આવ્યો સાપનો રાફડો. એણે બૂમ પાડી: 'નાગદેવતા! નાગદેવતા! બહાર આવો.'

સાપ બહાર આવ્યો.

એ માણસને ઓળખી ગયો. નમનતાઈથી બોલ્યો: 'બાપુ! આજે મને બહુ આનંદ થયો. મારી સાથે ચાલો. તમને ધનના ચરુ દાટેલી જગા બતાવું.'

સાપ એને એક એકાંત જગાએ લઈ ગયો, ને બોલ્યો:'આ જગાએ ઉંડું ખોદો એટલે ચરુ નીકળશે.

માણુસ કહે: 'ધન્ય છે નાગદેવતા! તમારા વહેવારથી હું બહુ રાજી થયો છું. પાછો ફરતી વેળા ચરુ લઈ જઈશ.'

ત્યાંથી નીકળી એ માણુસ ગયો ઉંદરના દર પાસે.

ઉંદરે એને એક ભાંગલા ખંડેરની અંદર એક હવડ જગા બતાવી, ને ત્યાં ખોદવાનું કહ્યું. ત્યાં ધનનો ચરુ દાટેલો હતો.

માણુસે ઉંદરનો આભાર માન્યો. જરૂર પડશે ત્યારે ધન લઈ જઈશ એમ કહી એની વિદાય લીધી.

પછી ગયો પોપટ પાસે.

પોપટે પણ એને આવકાર આપ્યો ને પૂછ્યું: 'મહારાજ! કહો, ડાંગર લાવી આપું? મારાં સગાં-વહાલાંને બોલાવું?'

'ના, હમણાં નહિ. જરૂર હશે ત્યારે ફરીથી આવીશ.' એમ કહી એણે પોપટની પણ વિદાય લીધી, ને ગયો પાપાત્માના શહેરમાં.




રાજા હાથી ઉપર ફરવા નીકળ્યો હતો.

રાજા હાથી ઉપર ફરવા નીકળ્યો હતો. એણે પેલા ગરીબ માણસને જોયો. તરત ઓળખી ગયો. સમજી ગયો કે આ માણસ નાણાં લેવા આવ્યો છે. એવાને નાણું અપાય ? બસ, એનું માથું જ કપાવી નાખું કે કશી ફિકર નહિ. એના મરી ગયા પછી એણે બચાવ્યો હતો એ વાત કોણ જાણનાર છે ?

રાજાએ પોતાના સિપાઇઓને બોલાવ્યા. પેલા ગરીબ માણસને બતાવ્યો. એને પકડી હાથપગે બેડી ઠોકી દેવા હુકમ કર્યો ! આખે રસ્તે એને સખત માર મારતા મારતા શહેર બહાર લઈ જઈ એનું માથું ધડથી જૂદું કરી નાખવા ફરમાવ્યું!

પાપાત્માએ પોતાનું નામ સાચું છે એ સાબીત કરી બતાવ્યું !

નોકરો બિચારા શું કરે ? એમણે તો રાજાનો ગમે તેવો હુકમ હોય તે પાળ્યે જ છૂટકો. એમણે પેલા ગરીબ માણસને પકડીને એના હાથપગમાં બેડીઓ ઠોકી દીધી. ચામડાની ચમચમતી ચાબુકનો માર મારતા મારતા એને શહેરમાંથી બહાર લઈ જવા લાગ્યા.

એ માણસને સોળેસોળ ઉઠતા હતા. શરીરમાંથી લોહીની ટસરો ફૂટતી હતી. પણ એ જરા ય રડ્યો નહિ. એ તો જોરથી ચીસ પાડીને બોલતો હતોઃ 'સાંભળો લોકો ! સાવધાન ! ગરીબ પશુપક્ષીઓની જિંદગી બચાવવી સારી, પણ કોઈ રાજાનો જીવ બચાવશો નહિ! નગુણો રાજા ઉપકારનો આવી રીતે બદલો આપશે ! સાવધાન! સાવધાન !'

એનું બોલવું સાંભળી મહાજનના આગેવાનો એની પાસે ગયા, ને પૂછ્યુંઃ 'અલ્યા ! તેં કયા રાજાની જિંદગી બચાવી છે ? ને તને ઉપકારનો આવો ખરાબ બદલો કોણ આપે છે ?'

એણે પાપાત્માનો જીવ કેમ બચાવ્યો હતો એની વિગતવાર વાત કહી.

મહાજનના આગેવાનો ખરી વાત સમજી ગયા. એમણે વિચાર કર્યો કે આપણા રાજાનો આ ગરીબ માણસે જીવને જોખમે પ્રાણ બચાવ્યો. રાજાએ એને શહેરમાં આવીશ તો ધનના ઢગલા આપીશ એવું વચન આપ્યું. એ જ રાજા આજ એના ઉપકારનો બદલો બેસુતમ માર મારીને આપે છે ! એને ઠાર

મારવા હુકમ કરે છે. આવો જૂઠ્ઠો, તરકટી, નીચ, નગુણો, બેશરમ રાજા રાજ્ય કરે ત્યાં પ્રજાની શી સલામતી? આજે તો એ આ ગરીબ માણસને મારી નખાવે છે. કાલે આપણા ઉપર એ આવો જૂલમ કેમ નહિ કરે? માટે આવો રાજા આપણને ન જોઇએ. ચાલો, આપણે એને જ મારી નાખીએ, એટલે બધી ચિંતા મટી જાય.

પ્રજાના ક્રોધની જ્વાળા જ્યારે ભડભડ બળવા માંડે ત્યારે કયો રાજા સલામત રહી શકે? પ્રજાએ એ દુષ્ટ રાજા સામે માથું ઉંચક્યું. એને બાણ મારીને તથા પથરા મારીને રસ્તામાં જ મારી નાખ્યો!

એની જગાએ એમણે પેલા ગરીબ માણસને રાજા બનાવ્યો.

અંતે ઉપકારનો બદલો એ ગરીબ માણસને પૂરેપૂરો મળ્યો.

નવા રાજાએ સાપ, ઉંદર ને પોપટ પાસે જઈ એમના વચનનું પારખું કરી લીધું. એને એ ગરીબ પ્રાણીઓની નિમકહલાલીથી બહુ સંતોષ થયો. ત્રણે પ્રાણીઓને પોતાના મહેલમાં લઈ આવ્યો.

રાજાએ નાગદેવતા માટે સોનાનો કરંડિયો બનાવડાવ્યો.

ઉંદરને માટે બિલોરી કાચની રૂપાળી પેટી બનાવી.

પોપટને માટે સોનાનું સુંદર પાંજરૂં કરાવ્યું.

નવો રાજા, પોતાનાં વફાદાર પ્રાણીઓ સાથે ખાય છે, પીએ છે. ને રૂડી રીતે રાજ કરે છે.



"નગુણો રાજા"–લેખક, ને પ્રકાશક, રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા.

મુદ્રક મુળચંદભાઈ ત્રીકમલાલ પી સૂર્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ. પાનકોર નાકા–અમદાવાદ, કાર્તક: ૧૯૮૮